# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

હજ્જનો ઈરાદો કરનારાઓ માટે જેમ હજ્જની રીત અને અરકાનની માહિતી મેળવવી જરૂરી છે, તે જ રીતે હજ્જની હકીકત અને એના હેતુની જાણકારી પણ ઓછી મહત્ત્વની નથી. પરંતુ સામાન્ય રીતે એ બાબતે ધ્યાન આપવામાં આવતું નથી, જેના પરિણામે ન તો હજ્જ જેવી મહત્ત્વની 'ફર્ઝ'નો હક્ક અદા થાય છે અને ન તેનાથી વ્યવહારૂ જીવન પ્રભાવિત થાય છે. આ વસ્તુસ્થિતિને ધ્યાનમાં રાખીને અને તેની સુધારણાના હેતુસર આ નાનકડી પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે. આશા છે કે આનાથી હજ્જનો ઈરાદો કરનારાઓને હજ્જનો ઉદ્દેશ્ય, એની હકીકત અને એના આત્માથી પરિચિત કરાવવામાં સહાયક પુરવાર થશે.

અલ્લાહતઆલા બધા જ હજ્જ કરનારાઓને 'હજ્જે મબરૂર' નસીબ ફરમાવે.

શમ્સ પીરઝાદા
મુંબઈ, ફેબ્રુઆરી ૧૯૬૫

# હજ્જ શા માટે ?

હજ શું છે ? અલ્લાહના દરબારમાં હાજરી. એ હાજરીના જ તે ઉદ્દગારો છે જે પ્રત્યેક એહ્‌રામ બાંધનાર વ્યક્તિના મુખેથી નીકળતા રહે છે :

لَبَّیْکَ اللّٰھُمَّ لَبَّیْکَ، لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ، اِنَّ الْحَمْدَ وَالنِّعْمَۃَ لَکَ
وَالْمُلْکَ، لَا شَرِیْکَ لَکَ (બુખારી)

''હાજર છું, હે અલ્લાહ ! હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી. હું હાજર છું, વાસ્તવિક આભાર અને પ્રશંસા તારા જ માટે છે. નેઅ્મતો (કૃપાઓ) બધી તારી જ છે અને સત્તા પણ તારી જ છે. તારો કોઈ ભાગીદાર નથી.''

આ 'لَبَّیْک' (હું હાજર છું) ખરું જોતાં અલ્લાહની પોકારનો જવાબ છે. જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ખાનએ કા'બાનું બાંધકામ પૂરું કરી લીધું, ત્યારે અલ્લાહ-તઆલાએ એમને હજ્જનું એલાન કરવાની આજ્ઞા આપી :

وَاَذِّنْ فِی النَّاسِ بِالْحَجِّ یَاْتُوْکَ رِجَالًا وَّ عَلٰی کُلِّ ضَامِرٍ یَّاْتِیْنَ
مِنْ کُلِّ فَجٍّ عَمِیْقٍ ۝

''લોકોને હજ્જ માટે ઘોષણા કરી દો કે તેઓ તમારી પાસે દરેક દૂર-સુદૂરના સ્થળોએથી પગપાળા અને ઊંટો પર સવાર થઈને આવે.''

(સૂરઃ હજ્જ, આ. ૨૭)

આ ઈબ્રાહીમી પોકારના જવાબમાં જ્યારે બધી દિશાએથી લબ્બૈક-લબ્બૈકના અવાજો સંભળાવા લાગે છે, ત્યારે એવું મનોહર અને જીવંત વાતાવરણ ઊભું થઈ જાય છે કે જાણે ઝાડપાન અને પથ્થર પણ એક રાગ થઈ જાય છે :

عن سهل بن سعد قال قال رسول الله ﷺ ما من مسلم يلبي الا لبى من عن يمينه و
شماله من حجرا و شجرا و مدر حتى ينقطع الارض من ههنا و ههنا. (ترمذی)

> "હઝરત સુહૈલ બિન સઅદ રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : જ્યારે કોઈ મુસલમાન લબ્બૈક કહે છે, તો તેની જમણી અને ડાબી બાજુ જેટલાં ઝાડપાન અને પથ્થરો હોય છે તે પણ લબ્બૈક કહેવા લાગે છે; ત્યાં સુધી કે આખી ધરતી લબ્બૈકના પોકારથી ગૂંજી ઉઠે છે."
> (તિરમિઝી)

આમ, તમે લબ્બૈક કહેતાં અને આખા વાતાવરણને આ લબ્બૈકમાં ભાગીદાર બનાવતાં અલ્લાહના દરબારમાં હાજર થાઓ છો. આ તમારી કેટલી મોટી ખુશનસીબી છે કે અલ્લાહના દરબારમાં હાજર થવા અને તેના પ્રિય ઘરની ઝ્યારત (દર્શન) કરવાનું સૌભાગ્ય તમને પ્રાપ્ત થઈ રહ્યું છે. પરંતુ કેટલા હતાશ અને અભાગા છે એ લોકો, જેઓ આ દરબારથી પણ ખાલી હાથ પાછા ફરે ! આ દરબારમાં તો કૌસર (જન્નતનું એક કુંડ કે હોજ કે તળાવ) અને તસ્નીમ (જન્નતનું એક ઝરણું)ના સ્રોત વહી રહ્યા છે, પછી આ હોઠ તરસ્યા રહી જાય એવું કેમ ? હજ્જ પછી પણ જિંદગીઓ જીવન-ધ્યેયથી અપરિચિત, ન અલ્લાહની પ્રસન્નતા તેમનો ઉદ્દેશ્ય, ન ઇકામતે-દીન (દીનની સ્થાપના) તેમનું લક્ષ્ય, ન ઇબાદતની બરાબર કાળજી અને વ્યવસ્થા અને ન વેપારમાં જાયઝ (ઉચિત) અને નાજાયઝ (અનુચિત)નો ભેદ, અલ્લાહના આદેશોમાં પાછળ અને દુનિયાપરસતીમાં મગ્ન ! વિચાર કરો, અલ્લાહના દરબારથી આ લોકો વંચિત કેમ પાછા ફરે છે ? અલ્લાહ તો મોટો વિશાળહૃદયી અને કરીમ (કૃપાવંત) છે. જે તેનાથી માગે છે, તેને એ આપે છે. એ સંભવ નથી કે કોઈ તેનાથી રોટી માગે અને તે તેને પથ્થર આપે; જેમ કે હઝરત ઈસા અલૈ.નો ઇરશાદ છે :

> "માગશો તો તમને આપવામાં આવશે, શોધશો તો પામશો, દરવાજો ખટખટાવશો તો તમારા માટે ખોલવામાં આવશે. તમારામાંથી એવો કોણ છે કે જો તેનો પુત્ર તેનાથી રોટી માગે તો તે તેને પથ્થર આપે ? અથવા માછલી માગે તો તેને સાપ આપવામાં આવે ? આમ, જ્યારે કે તમે મોટા થઈને પોતાના પુત્રને સારી વસ્તુ આપવાનું જાણો છો, તો તમારો પિતા (આ ફેરફાર છે, સાચો શબ્દ 'રબ' અર્થાત્ માલિક અને પાલનહાર છે) જે આકાશમાં છે, પોતાના પાસે માગનારાઓને સારી વસ્તુ કેમ નહીં આપે ?"

હકીકત એ છે કે આ વંચિતતા માટે તે પોતે જવાબદાર છે. કેમ કે અલ્લાહના દરબારમાં ભલાઈ, યશ કે કીર્તિ પામવા અને સૌભાગ્ય મેળવવા માટે શરત એ છે કે બંદો કલ્બે-મુનીબ (અલ્લાહની તરફ રજૂ થવાવાળાનું દિલ) તથા તકવા-અલકલ્બ (દિલનો તકવા, હાર્દિક ઈશપરાયણતા) લઈને હાજર થાય. જેનું હૃદય અલ્લાહની તરફ એકાગ્ર

થવાને બદલે તેનાથી ગાફેલ હોય અને જેનો અંતરાત્મા અલ્લાહના ડરથી ખાલી હોય, તેને એ પ્રેરણા કેવી રીતે મળી શકે છે કે તે એક પવિત્ર, સ્વચ્છ-નિષ્કલંક અને ઉદ્દેશ્યપૂર્ણ જીવન વિતાવવા માટે તૈયાર થઈ જાય તેમજ દુનિયાના ફાયદાઓ અને આખિરતના લાભને પ્રાથમિકતા આપવા લાગે ? તે હજ્જનો ઈરાદો, આમ તો એક નેક અને સારું કામ સમજીને કરે છે, પણ દીની જાગૃતિની અને સમજદારીની તેનામાં ખૂબ કમી હોય છે, તેથી હજ્જની તમામ વિધિઓ પૂરી કરતી વખતે રસમ તેના ઉપર છવાયેલ હોય છે, એવું પણ થાય છે કે પવિત્ર સફર માત્ર એક હરવું-ફરવું અને પ્રવાસ બનીને રહી જાય છે. શું એવું નથી થતું કે લોકો હજ્જ પૂરી કરીને હજુ ઘર પહોંચ્યા પણ નથી કે જહાજમાં રેડિઓ પર ગીતો સાંભળવા લાગી જાય છે. કોણ જાણે કેમ, આ સંગીત અને સ્ત્રીઓના અવાજથી મજા માણવી અને આનંદ લેવો, એ વ્યક્તિને કેવી રીતે રુચિકર થઈ જાય છે, જે દીનના સૌથી ઉચ્ચ પ્રશિક્ષણધામથી મન-શુદ્ધિ અને અંતરસમૃદ્ધિનો પાઠ હજુ હમણાં-હમણાં જ ભણીને આવ્યો છે ? એવું લાગે છે કે લોકો એહ્‌રામ જ નથી ઊતારી દેતા, બલ્કે તેની સાથે હજ્જની તમામ નેકીઓ પણ ઊતારી ફેંકે છે ! તેથી જ અલ્લાહતઆલાએ હજ્જનો સફર કરનારાઓને તકવાનું ભાથું સાથે લઈ જવાની તાકીદ કરી છે :

وَتَزَوَّدُوا فَإِنَّ خَيْرَ الزَّادِ التَّقْوَىٰ وَاتَّقُونِ يَا أُولِي الْأَلْبَابِ ۝

"અને ભાથું લઈ લો, સૌથી ઉત્તમ ભાથું તકવા છે અને હે બુદ્ધિશાળીઓ ! મારો તકવા અપનાવો." (સૂરઃ બકરહ, આ. ૧૯૭)

તેથી જરૂરી છે કે 'તકવા'ના મહત્ત્વ અને હકીકતને સારી રીતે મનો-મસ્તિષ્કમાં ઉતારી લેવામાં આવે.

## તકવા

'તકવા' વાસ્તવમાં ઈબાદતનો પ્રાણ અને તેનો આત્મા છે. તેના વગર કોઈ ઈબાદત, ઈબાદત કહેવાને યોગ્ય નથી. હઝરત આદમ અલૈ.ના પુત્ર કાબીલની કુરબાની એટલા માટે જ તો અલ્લાહના દરબારમાં કબૂલ નહોતી થઈ કે તેના પાછળ 'તકવા'ની ભાવના કાર્યરત નહોતી.

إِنَّمَا يَتَقَبَّلُ اللَّهُ مِنَ الْمُتَّقِينَ ۝

"અલ્લાહ મુત્તકીઓ (ઈશપરાયણ કે અલ્લાહથી ડરવાવાળા લોકો)થી કબૂલ કરે છે." (સૂરઃ માઈદા, આ. ૨૭)

'તકવા' રસમી દીનદારી કે દેખાડાનું નામ નથી, બલ્કે તે દિલની એ કેફિયતનું નામ છે, જે બંદા ઉપર અલ્લાહનો ડર ઊભો કરે છે, તેના આદેશોનું પાલન કરવા માટે તેને તૈયાર કરે છે અને તેની અવજ્ઞાથી તેને બચાવે છે. 'તકવા'નો સ્રોત હૃદયમાંથી ફૂટે છે અને મોમિનના જીવનના તમામ પાસાઓને દૂર-દૂર સુધી તૃપ્ત કરી દે છે. રસૂલુલ્લાહ ﷺ એ આ હકીકતને હજ્જતુલ-વિદા વખતે ખોલીને વર્ણવી. આપ ﷺ એ ત્રણ વખત પોતાની છાતી તરફ ઇશારો કરીને ફરમાવ્યું :

التقوى ههنا ويشير الىٰ صدره ثلاث مرات. (مسلم)

"તકવા અહીં હોય છે, આપ ﷺ એ ત્રણ વખત પોતાની છાતી તરફ ઇશારો કરીને ફરમાવ્યું."

જો દિલ તકવાથી તરબોળ થઈ ગયું હોય તો અંગો-ઉપાંગોથી તે પૂરેપૂરો પ્રગટ થાય છે. આવી વ્યક્તિ દરેક હાલતમાં અને જીવનના પ્રત્યેક વિભાગમાં અલ્લાહના આદેશોનું પાલન કરે છે. તે જીવનની મર્યાદાઓ અને હદોનું ઉલ્લંઘન નથી કરતો અને હંમેશા એ વાતનો ખ્યાલ રાખે છે કે તેનું કોઈ કદમ અલ્લાહની નાફરમાનીની દિશામાં ન ઉઠે. જે કાર્ય પણ અલ્લાહની અવજ્ઞાના છે, તેનાથી તે એવી રીતે બચીને ચાલે છે, જે રીતે કાંટાઓથી દામન બચાવીને ચાલવામાં આવે છે. તે ફિસ્ક અને ફુજૂર (અધાર્મિકતા, પાપ અને દુષ્ટતા)ના જાળી અને કાંટાળા છોડવા વગેરેમાં પોતાનું દામન ઉલઝવા નથી દેતો, બલ્કે નેકીની સાફ અને સીધી રાહ પર પોતાને ચલાવે છે. દિલનો તકવા તેને વિચાર અને દૃષ્ટિની પવિત્રતા પ્રદાન કરે છે, તેની બુદ્ધિને નવું જીવન બક્ષે છે અને તેના નૈતિક અને વ્યવહારૂ જીવનમાં નિખાર પેદા કરી દે છે. હજ્જ વગેરે ઇબાદતો તકવાના ઉછેરની સામગ્રી જરૂર છે, પરંતુ જો દિલ તકવાથી ખાલી હોય તો બધી દીનદારી કેવળ રિવાજી દીનદારી બની જાય છે. જો કે અલ્લાહની દૃષ્ટિએ પ્રિય અને કદર કરવાને લાયક માત્ર એ કાર્યો છે, જેના અંદર તકવાનો આત્મા કાર્યરત હોય. તેથી કુરબાની વિશે, જે 'શઆઈરલ્લાહ' (અલ્લાહની કે ધાર્મિક નિશાનીઓ)માંથી છે, અલ્લાહત્આલાએ એ સ્પષ્ટ કરી દીધું છે કે કુરબાની ફક્ત વિશેષ વિધિઓ પૂરી કરી લેવાનું નામ નથી, બલ્કે તેનો ઉદ્દેશ્ય તકવા છે :

وَلَا دِمَآؤُهَا وَلٰكِنْ يَّنَالُهُ التَّقْوٰى مِنْكُمْ ۚ

"અલ્લાહને ન તમારી કુરબાનીઓનું માંસ પહોંચે છે અને લોહી, બલ્કે તેના દરબારમાં તમારો તકવા પહોંચે છે." (સૂરઃ હજ્જ, આ. ૩૭)

તેથી કોઈ વ્યક્તિ કેવળ રસમી કે આદતાનુસાર ઇબાદત કરીને કદાપિ કોઈ

ફઝીલત (શ્રેષ્ઠતા)ને પાત્ર ઠરી શકતો નથી, અને ન આ પ્રકારની તેની હજ્જનો કોઈ અર્થ છે.

## હજ્જે-મબરૂર

આ હકીકતને એ હદીસ સ્પષ્ટ કરે છે, જેમાં 'હજ્જે-મબરૂર'ને અફઝલુલ-આ'માલ (સર્વોત્તમ આચરણ) કહેવામાં આવેલ છે.

عن ابی هریرة قال سئل النبی ﷺ ای الاعمال افضل قال ایمان
باالله ورسوله قیل ثم ماذا قال جهاد فی سبیل الله. قیل ثم ماذا
قال حج مبرور. (بخاری کتاب الحج)

"હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ ને પૂછવામાં આવ્યું : કયું કાર્ય સૌથી શ્રેષ્ઠ છે ? ફરમાવ્યું : અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન લાવવું. પૂછવામાં આવ્યું : તેના પછી કયું કાર્ય ? ફરમાવ્યું : જિહાદ ફી સબીલિલ્લાહ. પૂછવામાં આવ્યુ કે તે પછી કયું કાર્ય ? ફરમાવ્યું : હજ્જે-મબરૂર." (બુખારી, કિતાબુલ હજ્જ)

હજ્જે-મબરૂરનો અનુવાદ સામાન્ય રીતે કબૂલ કરવામાં આવેલ હજ્જ અથવા સ્વીકૃત હજ્જ કરવામાં આવે છે. પરંતુ આનાથી એનો અર્થ પૂરેપૂરી રીતે સ્પષ્ટ થતો નથી. مبرور (મબરૂર) શબ્દ بر (બિર્ર)થી બન્યો છે, જેનો ખરો અર્થ વચન કે કરારને પૂરો કરવો થાય છે. તેથી 'હજ્જે-મબરૂર'નો અર્થ થયો, એ હજ્જ જેનો હક્ક પૂરેપૂરી રીતે અદા કરવામાં આવ્યો હોય.

قال القرطبی الا قوال التی ذکرت فی تفسیره تقارب المعنی
وهی انه الحج الذی و فیت احا کمه ووقع موقعالما طلب من المکلف
علی الوجه الا کمل. (فتح الباری)

"અલ્લામા કર્તબી ફરમાવે છે : હજ્જે-મબરૂરની સમજૂતીમાં જે કથનો કે નોંધો મળે છે, તેનો ભાવાર્થ એક-બીજાથી મળતો આવે છે; અર્થાત્ હજ્જે-મબરૂર એ હજ્જ છે, જેના આદેશોનું સંપૂર્ણપણે પાલન કરવામાં આવ્યું હોય, અને જે રીતે યથાશક્તિ પૂરા કરવાની અપેક્ષા રાખવામાં આવી હોય, તેને સંપૂર્ણપણે તેણે પૂરું કરી દીધું હોય."

(ફત્હુલ બારી, ભા-૩, પૃ. ૨૯૮)

આનાથી ખ્યાલ આવે છે કે હજ્જે-મબરૂર એ હજ્જ છે, જે જાહેર અને ખાનગી શિષ્ટાચાર અને શરતો સાથે સંપૂર્ણ કાળજીથી અદા કરવામાં આવેલ હોય. આવી હજ્જની વિશેષતાઓમાં તૌહીદ (એકેશ્વરવાદ) અને નિષ્ઠા, અલ્લાહની પ્રસન્નતાનો આશય, પશ્ચાતાપના માધ્યમથી અલ્લાહ તરફ પાછા વળવું કે રજૂ થવું, તકવા (ઈશનિષ્ઠા) અને અલ્લાહથી ડર, આજીજી અને બંદગી, દીન માટે તનતોડ મહેનત, ત્યાગ અને બલિદાનની ભાવના, ઉપરાંત હજ્જની વિધિઓ બરાબર અદા કરવું સામેલ છે, અને આવી જ હજ્જ અલ્લાહની નજીક સ્વીકૃત છે.

# એહ્‌રામ

અલ્લાહના દરબારમાં હાજરી માટે એહ્‌રામની કેટલી પાબંદીઓ છે, જે તમારે અપનાવવી પડે છે ! તમે સીવેલું કપડું નથી પહેરી શકતા, ટોપી અને મોજાઓનો ઉપયોગ પ્રતિબંધિત થઈ જાય છે, ખુશ્બૂ નથી લગાવી શકતા, માથું નથી ઓળી શકતા, વાળ અને નખ નથી કાપી શકતા, પત્નીથી સંબંધ હરામ થઈ જાય છે. જ્યારે કે આ તમામ વાતો સામાન્ય સ્થિતિમાં જાયઝ છે, કેવળ એહ્‌રામના કારણે નાજાયઝ થઈ ગઈ. આમ, એહ્‌રામ માટે જે પહેરવેશ નક્કી કરેલ છે, તે અત્યંત સાદો છે. એક તહબંદ અને એક ચાદર; અમીર હોય કે ગરીબ, બધાએ આ જ પહેરવેશમાં હાજર થવાનું છે. આનાથી ઈસ્લામના સમાનતાના સિદ્ધાંતનું જે પ્રદર્શન થાય છે, તે તો એક ગૌણ વસ્તુ છે. મૂળભૂત રીતે આનો હેતુ એ છે કે જેના દરબારમાં હાજર થવાનું છે, તેની મહાનતા હૃદયમાં સારી રીતે બેસી જાય અને શ્રદ્ધાળુ અત્યંત આજીજીથી, અદબપૂર્વક અને નમ્રતાથી અલ્લાહના હજૂર હાજર થાય.

દુનિયાના સાજો-શણગાર અને વૈભવ ઈસ્લામમાં હરામ (અવૈધ) નથી, પરંતુ એક જ હાલતમાં રહેતાં-રહેતાં માણસ તેનાથી આગળનું કંઈ જ વિચારી શકતો નથી, અને તેની દૃષ્ટિ આ ચમક-દમકથી એ રીતે અંજાઈ જાય છે કે તે સૂક્ષ્મ આત્મિક હકીકતોને સમજી જ શકતો નથી. તેથી આ આધ્યાત્મિક હકીકતો તરફ તેનું ધ્યાન દોરવાના હેતુથી ઈસ્લામે વિશિષ્ટ પરિસ્થિતિમાં કેટલીય જાયઝ વસ્તુઓને પણ નાજાયઝ[૧] કરી દીધી છે, જેનું ચોખ્ખું ઉદાહરણ રોઝા અને હજ્જ છે. તેથી એહ્‌રામની હાલતમાં મોમિન અજીબ આધ્યાત્મિક કેફિયત મહેસૂસ કરવા લાગે છે અને તે આધ્યાત્મિક હકીકતોને વધારેમાં

૧. 'રુક્‌ને યમાની' અને 'હજ્‌રે અસ્વદ'ની વચ્ચે રસૂલુલ્લાહ ﷺ થી 'રબ્બના આતિના...' પઢવું સાબિત છે. અન્ય અઝકાર અને દુઆમાં, જે મુઅલ્લિમો પઢે-પઢાવે છે, તવાફમાં તેમનું પઢવું જરૂરી નથી. જે પણ ઝિક્ર અને દુઆ તમને યાદ હોય તે પઢી શકો છો. આ રીતે તમે તવાફ કરતી વખતે મુઅલ્લિમોના શબ્દોની તરફ ધ્યાન રાખવાને બદલે અલ્લાહની તરફ ધ્યાન રાખી શકશો અને તવાફમાં આ જ વસ્તુ અપેક્ષિત છે.

વધારે પોતાનામાં આત્મસાત કરી લેવાને યોગ્ય બની જાય છે. આમ, હજ્જ આધ્યાત્મિક ઉન્નતિના શિખરો સર કરવા અને અલ્લાહનું સામીપ્ય હાંસલ કરવાનું બીજું નામ છે. તેથી એહ્‌રામ કેવળ કોઈ ખાસ પહેરવેશનું જ નામ નથી, બલ્કે વાસ્તવમાં એ કેફિયતને પોતાના ઉપર આચ્છાદિત કરી લેવાનું નામ છે કે તમે સૃષ્ટિના શહેનશાહના દરબારમાં હાજર થઈ રહ્યા છો; એવો દરબાર કે જેનાથી વધારે મહિમાવાન દરબાર બીજો કોઈ નથી. આ અનુભૂતિ અને અહેસાસ મોમિનમાં નમ્રતા અને આજીજી પેદા કરે છે અને જે હૃદયમાં અલ્લાહતઆલા માટે આજીજી હોય, તે ક્યારેય અહંકારમાં પડતો નથી, બલ્કે તે એક બંદા અને ગુલામની જેમ આજ્ઞાંકિત અને અનુશાસિત જીવન વિતાવવા લાગે છે.

# બૈતુલ્લાહ (અલ્લાહનું ઘર)

હજ્જની જે વિધિઓ નક્કી કરવામાં આવેલ છે, તે ઈસ્લામી ઈતિહાસના ખૂબ જ મહત્ત્વના પ્રસંગોની યાદ તાજી કરાવે છે. આ વિધિઓને અદા કરતી વખતે હઝરત ઈબ્રાહીમ અલૈ.નું વ્યક્તિત્વ વિશિષ્ટ અને દૃષ્ટાંતરૂપ ભૂમિકાની સાથે આંખોની સામે પ્રગટ થવા લાગે છે. આ એ જ હસ્તી છે, જેણે અનેકેશ્વરવાદી માહોલમાં તૌહીદનો અવાજ બુલંદ કર્યો, શિર્ક અને મૂર્તિપૂજા પર સખત ફટકો લગાવ્યો, પોતાના પિતાને પણ ખુદાપરસ્તી તરફ બોલાવ્યા. તત્કાલીન હાકેમ નમરૂદની સામે પૂરી હિંમતથી રબની બંદગીનું આમંત્રણ પ્રસ્તુત કર્યું અને જ્યારે સત્યના આમંત્રણને પ્રસ્તુત કરવાના અપરાધ બદલ તેમને આગમાં નાખવામાં આવ્યા, તો આ અજમાયશમાં પણ તેઓ સફળ રહ્યા.

બેખતર કૂદ પડા આતિશે નમરૂદ મેં ઈશ્ક,
અકલ હૈ મહ્‌વ તમાશાએ લબ બામ અભી.

એ વાત બીજી છે કે અલ્લાહતઆલાએ આગને ઈબ્રાહીમ (અલૈ.) માટે ઠંડી કરી નાખી અને તેમના માટે સલામતીનું કારણ બનાવી દીધું. છેવટે જ્યારે તેમના પિતાએ તેમને ઘરથી નીકળી જવા અને હિજરત કરવા માટે મજબૂર કર્યા, તો દીન કાજે તેમણે તેને પણ સહન કરી લીધું અને પોતાના આચરણથી સાબિત કરી દેખાડ્યું કે અલ્લાહની વફાદારી, કોમ અને દેશની વફાદારી પર અગ્રક્રમે છે. હિજરત પછી અલ્લાહતઆલાએ મક્કાની ધરતી તરફ તેમની દોરવણી કરી. તેમણે નિર્જન અને વેરાન ખીણમાં પોતાના પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ.ને વસાવ્યા અને અહીં અલ્લાહના આદેશથી ખાનએ કા'બાનું નિર્માણ કર્યું, જેથી તે તૌહીદનું કેન્દ્ર બને અને લોકો તેના દ્વારા માર્ગદર્શન પ્રાપ્ત કરે.

اِنَّ اَوَّلَ بَیْتٍ وُّضِعَ لِلنَّاسِ لَلَّذِیْ بِبَكَّةَ مُبٰرَكًا وَّهُدًى لِّلْعٰلَمِیْنَ ۚ
فِیْهِ اٰیٰتٌۢ بَیِّنٰتٌ مَّقَامُ اِبْرٰهِیْمَ ۚ وَمَنْ دَخَلَهٗ كَانَ اٰمِنًا ؕ

> "નિશ્ચિતપણે પહેલું ઘર, જે લોકો માટે નિર્મિત કરવામાં આવ્યું, તે એ જ હતું જે મક્કામાં છે. આ ઘર બરકતવાળું છે અને જગતવાસીઓ માટે માર્ગદર્શનનું કેન્દ્ર છે. તેમાં અલ્લાહની સ્પષ્ટ નિશાનીઓ છે. મકામે-ઈબ્રાહીમ છે અને જે આમાં દાખલ થઈ જાય છે તેને શાંતિ મળી જાય છે." (સૂરઃ આલે ઈમરાન, આ.૯૬-૯૭)

આ ઘર તૌહીદનું વાસ્તવિક એલાન અને શિર્કનું ખંડન છે. તૌહીદનો મતલબ એ છે કે અલ્લાહ જ ઈબાદતને લાયક છે, તેની જાત અને તેના ગુણો, તેના હક્કો અને તેની સત્તાઓમાં કોઈ તેનું ભાગીદાર નથી. એ જ સૌનો સૃષ્ટા, માલિક, હાકેમ અને બાદશાહ છે. પૂજા-ઉપાસનાની અધિકારી કેવળ એની જ જાત છે. નફો-નુકસાન બધું જ તેના અખત્યારમાં છે. ભાગ્ય બનાવવું અને બગાડવું તેના એકલાનું જ કામ છે. એ જ જરૂરતો પૂરી કરે છે અને એ જ મુશ્કેલીઓને દૂર કરે છે, અને તેને જ મદદ માટે પોકારવું સત્ય છે. આજ્ઞા આપવા અને કાનૂન બનાવવાની સત્તા પણ તેને જ છે. તેના દરેક હુકમ અને પ્રત્યેક કાનૂનનો સ્વીકાર આપણા માટે આવશ્યક છે. બંદગી તેની જ કરવી જોઈએ અને તેના આજ્ઞાપાલનને અન્ય તમામ આજ્ઞાપાલન પર અને તેની વફાદારીને અન્ય તમામ વફાદારીઓ પર પ્રાથમિકતા આપવી જોઈએ.

તેથી આ ઘરની ઝ્યારત કરતી વખતે પોતાની આસ્થાઓની સમીક્ષા કરી લેવી જોઈએ કે આ શુદ્ધ તૌહીદને તમે ક્યાં સુધી કાયમ રાખી શકો છો ? ક્યાંક તેમાં શિર્કની ભેળસેળ તો કરી લેવામાં નથી આવી ને ? જરૂરતોને પૂરી કરવા અને મુશ્કેલીઓને દૂર કરવાના કામમાં ક્યાંક તમે અલ્લાહની સાથે અવલિયા-અલ્લાહને તો નથી પોકારવા લાગ્યા ને ? બુઝુર્ગોના મજારો પર જઈને તમે નઝ્રો-નિયાઝ (માનતાઓ) તો નથી ચઢાવવા લાગ્યા ને ? ક્યાંક તમે ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય હસ્તી)ને જ માનવ-જીવન માટે કાનૂન બનાવવાના અધિકારી તો નથી સમજી લીધા ને ? જો આમાંથી કોઈ વાત પણ છે, તો તે તૌહીદના વિરુદ્ધ છે. તેની તરત જ સુધારણા કરવી જોઈએ, કેમ કે શુદ્ધ તૌહીદ હજ્જનો પાયો છે. તેના વગર હજ્જ નિરર્થક બનીને રહી જાય છે.

ખાનએ કા'બા ઈસ્લામની ઐતિહાસિક યાદગાર અને તેનું જીવંત પ્રતિબિંબ છે, કેમ કે તેના નિર્માતા હઝરત ઈબ્રાહીમ અલૈ.નો દીન ઈસ્લામ હતો, તેઓ એકાગ્ર મુસ્લિમ હતા અને તેમણે મિલ્લતે ઈસ્લામિયાનો પાયો નાખ્યો હતો. યહૂદિયત (યહૂદી ધર્મ) અને નસરાનિયત (ખ્રિસ્તી ધર્મ) તો તે પછીના પંથો છે, જે દીનમાં ફેરફારના પરિણામે અસ્તિત્વમાં આવ્યા હતા. એ જ પ્રમાણે અનેકેશ્વરવાદી મઝહબો પણ માનવોએ પોતે ઘડેલાં મઝહબો છે. સાચો અને સત્ય તેમજ અલ્લાહની નજીક પ્રિય દીન (ધર્મ) તો કેવળ ઈસ્લામ જ છે, જે તમામ પયગંબરો અલૈ.નો સર્વસંમત દીન રહ્યો છે.

إِنَّ الدِّينَ عِندَ اللَّهِ الْإِسْلَامُ

"અલ્લાહના નજીક પ્રિય દીન કેવળ ઈસ્લામ છે."

(સૂરઃ આલે ઈમરાન, આ. ૧૯)

وَمَن يَبْتَغِ غَيْرَ الْإِسْلَامِ دِينًا فَلَن يُقْبَلَ مِنْهُ وَهُوَ فِي الْآخِرَةِ مِنَ الْخَاسِرِينَ

"અને જે કોઈ ઈસ્લામ સિવાય કોઈ બીજો દીન અપનાવશે, તો તેનો એ દીન કદાપિ સ્વીકારવામાં નહીં આવે અને આખિરતમાં તે સખત નુકસાનમાં રહેશે." (સૂરઃ આલે ઈમરાન, આ. ૮૫)

આ હકીકતને દૃષ્ટિ સમક્ષ રાખતાં 'વહદતે અદ્યાન' (સર્વ ધર્મ સમાન)ની વિચારધારા તદ્દન ખોટી અને અસત્ય ઠરે છે; અર્થાત્ એ ખોટું છે કે તમામ ધર્મો સત્ય પર આધારિત છે અને જે માર્ગને પણ અપનાવવામાં આવે તે ઈશ્વર સુધી પહોંચે છે. હકીકત એ છે કે આ સખત ભ્રમણાયુક્ત વિચારધારા છે, જેનો પ્રસાર માત્ર રાજકીય હિતો અને સ્વાર્થને ધ્યાનમાં રાખીને કરવામાં આવી રહ્યો છે અને જે પ્રમાણે બે બિંદુઓની વચ્ચે સીધી રેખા ફક્ત એક જ હોઈ શકે છે, તદ્દન એ જ પ્રમાણે ઈશ્વર સુધી પહોંચવાની સીધી રેખા (સિરાતે મુસ્તકીમ, સન્માર્ગ) પણ કેવળ એક જ છે અને તે છે ઈસ્લામ. તેથી તમે ઈબ્રાહીમ અલૈ. અને રસૂલુલ્લાહ ﷺ ના આદર્શને સામે રાખીને જોરશોરથી એ વાતનું એલાન કરવા અને જગતવાસીઓને તેનું આમંત્રણ આપવા માટે તૈયાર થઈ જાઓ કે ઈસ્લામ જ સત્ય-ધર્મ છે અને પરલોકમાં મુક્તિની પ્રાપ્તિ તેના વગર સંભવ નથી.

# તવાફ (પરિક્રમા)

તમે ખાનએ કા'બાનો તવાફ કરો છો. આ તવાફ શું છે ? અલ્લાહના પ્રેમમાં તરબોળ થઈને દીવાનાની જેમ તેના ઘરનાં ચક્કર લગાવવા, એ રીતે કે જાણે તમે એ વાતને પ્રગટ કરી રહ્યા છો કે તમારો અલ્લાહ સાથેનો સંબંધ માત્ર વિધિને પૂરી કરવા કે ઉપરછલ્લો નથી, બલ્કે તેનાથી તમને ઊંડો લગાવ છે; એવો લગાવ કે તમે તેને પોતાનો સૌથી મોટો સહારો સમજો છો, તેના ગુણ ગાઓ છો, તેની પ્રસન્નતાને શોધો છો. તેને પામવું તમારું અંતિમ લક્ષ્ય છે. આનો જ સોદો તમારા મગજમાં સમાયેલો છે. તેનો જ દીન તમારા જીવનનું

કેન્દ્ર છે અને તમે દિલોજાનથી તેનું અનુસરણ અને બંદગી કરવા માગો છો. તવાફ કરતાં તમે 'રુક્ને યમાની' અને 'હજ્રે અસ્વદ'ની વચ્ચે દુઆ કરો છો.[૧]

رَبَّنَآ اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ۝

''હે મારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ પ્રદાન કર અને આખિરતમાં પણ ભલાઈ પ્રદાન કર અને અમને જહન્નમના અઝાબથી બચાવ.'' (સૂરઃ બકરહ, આ. ૨૦૧)

દુનિયાની ભલાઈની સાથે આખિરતની ભલાઈ તથા જહન્નમના અઝાબ (યાતના)થી બચવાની દુઆ માગીને તમે પોતાને એ લોકોથી વિશિષ્ટ કરી લો છો, જેમની નજરમાં દુનિયાની ધનદોલત અને તેનો એશોઆરામ જ બધું છે અને જેઓ આખિરતથી તદ્દન ગાફેલ છે, તેઓ જો અલ્લાહથી માગે પણ છે તો માત્ર દુનિયાની ધનદોલત. આવા જ લોકો વિશે અલ્લાહતઆલા ફરમાવે છે :

فَمِنَ النَّاسِ مَنْ یَّقُوْلُ رَبَّنَآ اٰتِنَا فِی الدُّنْیَا وَمَا لَهٗ فِی الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ۝

''લોકોમાં એવા પણ છે, જેઓ કહે છે કે હે મારા રબ ! અમને દુનિયામાં જ બધું આપી દે (તો આવા લોકો યાદ રાખે કે) આખિરતમાં તેમના માટે કોઈ હિસ્સો નથી.'' (સૂરઃ બકરહ, આ. ૨૦૦)

આખિરતની નેઅ્મતો (કૃપાઓ)ના અધિકારી તો એ જ લોકો ઠરશે, જેઓ દુનિયામાં તેની કદર કરવાવાળાં અને તલબગાર હોય. સ્પષ્ટ છે કે જે લોકોના નજીક આખિરતની નેઅ્મતોનું કોઈ મૂલ્ય જ ન હોય અને જેઓ તેના તલબગાર પણ ન રહ્યા હોય, તેઓ તેને પાત્ર કેવી રીતે ઠરી શકે ! પરંતુ યાદ રાખો, જે વ્યક્તિ કોઈ વસ્તુનો સાચો તલબગાર હોય છે, તે તેનો કદરદાન પણ હોય છે અને તેની કદરદાનીનો પુરાવો તેના આ વલણથી મળે છે.

તમે ભલાઈ ચાહો છો, તો તમારે ભલાઈનું વલણ અપનાવવું પડશે. તેની પરીક્ષા તવાફ કરતી વખતે અને અન્ય વિધિઓની અદાયગી વખતે પણ થાય છે. લોકો ભીડભાડમાં બીજાઓને તકલીફ આપવા અને ઈજાઓ પહોંચાડવાથી નથી ચૂકતા, જ્યારે

૧. હઝરત ઈસ્માઈલ અલૈ.ની કુરબાની વિશે સામાન્ય રીતે એ મશહૂર છે કે આ પ્રસંગ મિનામાં બન્યો હતો. પરંતુ અલ્લામા ફરાહીએ દલીલથી સાબિત કર્યું છે કે આ પ્રસંગ મરવામાં બન્યો હતો અને આ એ જ જગ્યા છે, જેને તૌરાતમાં મવરહ કહેવામાં આવેલ છે. જૂઓ : અલ્લામા ફરાહીનું પુસ્તક : 'ઝબીહ કૌન હૈ'.

કે મુસલમાનની ઓળખ એ વર્ણવવામાં આવી છે કે –

المسلم من سلم المسلمون من لسانه ويده. (بخاری)

"મુસલમાન એ છે, જેની જબાનથી અને હાથથી બીજા મુસલમાન સલામત રહે." (બુખારી)

અને, હજ્જના પ્રસંગે લડાઈ-ઝઘડો કરવાની અલ્લાહતઆલાએ વિશેષ રૂપે મનાઈ ફરમાવી છે –

فَمَنْ فَرَضَ فِيهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَلَا فُسُوقَ وَلَا جِدَالَ فِي الْحَجِّ ۗ

"જે કોઈ આ નિર્ધારિત મહીનાઓમાં હજ્જનો ઇરાદો કરે, તેણે હજ્જ દરમ્યાન ન તો કોઈ જાતીય કૃત્ય કરવું જોઈએ, ન નાફરમાનીનું કોઈ કાર્ય અને ન લડાઈ-ઝઘડાની કોઈ વાત (કરવી જોઈએ.)

(સૂરઃ બકરહ, આ. ૧૯૭)

રસૂલુલ્લાહ ﷺ એ હજ્જતુલ-વિદાઅના પ્રસંગે દરેક મુસલમાનનો આદર કરવાની ભારપૂર્વક તાકીદ કરી છે. આપ ﷺ એ ફરમાવ્યું :

فان دماء كم واموالكم واعراضكم عليكم حرام كحرمة يومكم هٰذا في بلدكم هٰذا في شهر كم هٰذا. (بخاری)

"તમારું લોહી, તમારાં ધનદોલત અને તમારી ઇજ્જત-આબરૂ એ જ રીતે હરામ (પ્રતિષ્ઠિત) છે, જે રીતે આજનો દિવસ આ શહેરમાં અને આ મહિનામાં હરામ છે." (બુખારી)

આ તાકીદના આદેશોને જોતાં તવાફ કરતી વખતે કે મિનામાં કાંકરીઓ મારતી વખતે કે અન્ય વિધિઓ પૂરી કરતી વખતે ધક્કામૂક્કી કરવા, બીજા લોકોને કોઈપણ પ્રકારની તકલીફ પહોંચાડવા અને ઇજાઓ પહોંચાડવાથી બચવું જોઈએ, નહિં તો આ સંદર્ભમાં બેદરકારીનું પ્રદર્શન હજ્જના અજ્ર (બદલા)ને વિનષ્ટ કરવાનું કારણ બનશે.

## સઈ

તવાફથી નિવૃત્ત થઈને તમે સફા અને મરવાની સઈ કરો છો, હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જમાનામાં આ બે નાની-નાની પહાડીઓ હતી. હઝરત ઇબ્રાહીમ અલૈ.નું રહેઠાણ સફા તરફ હતું અને મરવા એ સ્થળ છે, જ્યાં કુરબાનીની મહાન ઘટના બની હતી. હઝરત

ઈબ્રાહીમ અલૈ.એ જ્યારે સપનામાં જોયું કે તેઓ પોતાના પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ.ને ઝબેહ કરી રહ્યા છે, તો તેને અલ્લાહનો સંકેત સમજીને પુત્રને કુરબાન કરવા માટે તૈયાર થઈ ગયા. હઝરત ઈસ્માઈલ અલૈ.એ જ્યારે સ્વપ્ન સાંભળ્યું તો શાંતિથી ફરમાવ્યું :

يَٰٓأَبَتِ افْعَلْ مَا تُؤْمَرُ ۖ سَتَجِدُنِيٓ إِن شَآءَ اللَّهُ مِنَ الصَّٰبِرِينَ ۝

"પિતાજી, તમને જે આદેશ મળ્યો છે, તેને પૂર્ણ કરો, ઇન્શાઅલ્લાહ, તમે મને ધીરજવાન જોશો." (સૂરઃ સાફ્ફાત, આ. ૧૦૨)

આમ, જે જગ્યાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ પોતાના વ્હાલા પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ.ને કુરબાની માટે સૂવડાવ્યા, તે મરવાની પહાડી હતી, પરંતુ અલ્લાહ-તઆલાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.ને બરાબર છરી ચલાવતી વખતે જ રોકી લીધા અને જાનવરની કુરબાનીને તેનો 'ફિદ્યા' (મુક્તિ-દંડ) ઠેરવ્યો.

فَلَمَّآ أَسْلَمَا وَتَلَّهُۥ لِلْجَبِينِ ۝ وَنَٰدَيْنَٰهُ أَن يَٰٓإِبْرَٰهِيمُ ۝ قَدْ صَدَّقْتَ الرُّءْيَآ ۚ

"પછી જ્યારે આ બંનેએ અલ્લાહનો આદેશ માની લીધો અને ઈબ્રાહીમે તેના પુત્રને વાળથી પકડીને પછાડી દીધો, તો અમે પોકાર્યો કે હે ઈબ્રાહીમ ! તમે સ્વપ્ન સાચું કરી દેખાડ્યું." (સૂરઃ સાફ્ફાત, આ. ૧૦૩-૧૦૫)

وَفَدَيْنَٰهُ بِذِبْحٍ عَظِيمٍ ۝

"અને અમે તેના ફિદયામાં ઝબેહ કરવા માટે એક મોટું જાનવર આપ્યું."
(સૂરઃ સાફ્ફાત, આ. ૧૦૭)

મૂળ કુરબાનગાહ 'મરવા' જ છે, પરંતુ તેમાં જગ્યા મોટી કરીને મિનાને કુરબાનગાહ બનાવી દેવામાં આવેલ છે. તેથી રસૂલુલ્લાહ ﷺ એ હજ્જતુલ-વિદાઅમાં મિનામાં કુરબાની કરી.

હઝરત ઈબ્રાહીમ અલૈ. પોતાના પુત્રની કુરબાની માટે સફાથી મરવાની તરફ અડગતાથી આગળ વધ્યા હતા. આ 'સઈ' આની જ યાદગાર છે. 'સઈ' વાસ્તવમાં આ અડગતા અને એ પ્રવૃત્તિને કહે છે, જે બંદો પોતાના માલિકના આજ્ઞાપાલન અને તેના આદેશને પૂર્ણ કરવામાં પ્રગટ કરે છે. તેથી આ 'સઈ' જાણે એ વાતનું પ્રદર્શન છે કે તમે અલ્લાહનું અનુસરણ અને તેનું આજ્ઞાપાલન કરવા માટે સંપૂર્ણપણે અગડ અને મક્કમ હોવ. તેની બંદગીમાં હંમેશા પ્રવૃત્ત રહેવા માંગો છો અને તેના દીનની સ્થાપનાનું કામ જાંફેશાની સાથે

પૂરું કરશો અને જો આ માર્ગમાં પ્રાણ પણ ન્યોછાવર કરવા પડે, તો તેમાં પણ તમે પાછા નહીં પડો.

જાન દી હુઈ ઉસી કી થી,
હક તો યે હૈ કિ હક અદા ના હુઆ.

## કુરબાની

આ જ સુન્નતે ઇબ્રાહીમીની યાદગારના રૂપમાં કુરબાની શરૂ થઈ. આ વાસ્તવમાં જાનનો 'ફિદયા' (મુક્તિ-દંડ) છે અને એ વાતનું પ્રદર્શન છે કે આપણું જીવવું અને મરવું બધું જ અલ્લાહ માટે છે.

قُلْ اِنَّ صَلَاتِیْ وَنُسُکِیْ وَمَحْیَایَ وَمَمَاتِیْ لِلّٰہِ رَبِّ الْعٰلَمِیْنَ ۝

''કહો, મારી નમાઝ અને મારી કુરબાની, મારું જીવવું અને મરવું બધું જ અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે.'' (સૂરઃ અન્આમ, આ. ૧૬૨)

કુરબાનીની આ સુન્નત (રીત) જીવન-ધ્યેયને કેટલી ખૂબીથી દિલો-દિમાગમાં બેસાડી દે છે અને ત્યાગ અને બલિદાનની કેવી જબરજસ્ત સ્પિરિટ (ચેતના) જગાવે છે ! મરવા પર જ્યારે આપ ચઢો, તો હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જીગરના ટુકડાની કુરબાનીનું ચિત્ર તમારી નજરોની સામે ફરી રહ્યું હશે અને તમે પોતાના અંદર ત્યાગ અને બલિદાનની ભાવના ઉભરતી અનુભવશો. આ ભાવનાને જો તમે કાયમ રાખી શકો, તો અલ્લાહના દીનની સ્થાપનાનું જે કર્તવ્ય તમારે નિભાવવાનું છે તે તમારા માટે મુશ્કેલ નહીં રહે; કેમ કે માણસ જે વસ્તુને પ્રિય રાખે છે, તેના માટે સર્વસ્વ કુરબાન કરવા હંમેશા તૈયાર થઈ જાય છે. આ રીતે મુશ્કેલ કામ પણ તેના માટે આસાન બની જાય છે. જો તમે અલ્લાહ અને તેના દીનની સાથે ઊંડો લગાવ રાખો છો, તો પછી તમારા માટે 'ઇકામતે દીન' (દીનની સ્થાપના)ના તમામ તબક્કાઓ ખૂબ સરળ બની જશે અને તમે સંગીન પરિસ્થિતિમાં પણ હક્ક (સત્ય) ઉપર મક્કમ રહેશો.

## ઝિક્ર (સ્મરણ)

ટૂંકમાં, હજ્જની આ તમામ વિધિઓ અલ્લાહથી તમારા એ સંબંધને કે તમે તેના બંદા છો અને તે તમારો મઅ્બૂદ (પૂજ્ય) છે, વધારે-ને-વધારે મજબૂત કરે છે. ખાનએ કા'બા, સફા અને મરવા તથા આ કુરબાનીના જાનવર 'શઆઈરલ્લાહ' (ધાર્મિક

ઓળખ-ચિહ્નો, અલ્લાહની નિશાનીઓ)માંથી છે; અર્થાત્ આ ખુદાપરસ્તી (ઈશપરાયણતા)ની નિશાનીઓ છે કે તેમને જોતાં જ મનમાં અલ્લાહની તરફ ધ્યાન કેન્દ્રિત થઈ જાય છે. જે રીતે મહેબૂબ (પ્રિય) મિત્રનું ઘર જોતાં જ તેની યાદ તાજી થઈ જાય છે અને તેનાથી મુલાકાતનો શોખ પેદા થઈ જાય છે, બરાબર એ જ રીતે ખુદાપરસ્તીની આ નિશાનીઓને, જે હરમમાં ફેલાયેલી છે, જોઈ લેવાથી અલ્લાહની યાદ તાજી થઈ જાય છે. દિલ તેની તરફ સહસા ખેંચાવા લાગે છે અને તેનાથી મુલાકાતનો શોખ ઉભરી આવે છે. તેથી આ વિધિઓને અદા કરી વખતે અલ્લાહને પૂરેપૂરા શોખ અને તડપથી યાદ કરવો જોઈએ. હદીસમાં છે કે –

انما جعل الجمار و السعی بین الصفا و المروة لا قامة ذکر اللّٰه. (ترمذی)

"રમી જિમાર (કાંકરીઓ મારવી) તથા સફા અને મરવાની સઈ અલ્લાહના ઝિક્ર (સ્મરણ)ને જ કાયમ કરવા માટે વૈધ કરવામાં આવેલ છે." (તિરમિઝી)

# મુહબ્બતે-રસૂલ

## (પયગંબર હઝરત મુહમ્મદ ﷺ સાથે પ્રેમ)

હરમે-પાકમાં જ્યાં ખુદાપરસ્તીની મહાન નિશાનીઓ વિખેરાયેલી પડી છે, ત્યાં તેનો ખૂણે-ખૂણો નબી અકરમ ﷺ ના પવિત્ર જીવનના પ્રસંગોની યાદ તાજી કરે છે. આ ગારે-હીરા છે, જ્યાં પહેલી વખત આપ ﷺ પર કલામે-ઈલાહી (ઈશવાણી)નું અવતરણ થયું હતું. આ સફાના ઊંચા શિખરો છે, જેના ઉપર ચઢીને આપ ﷺ એ કુરૈશને અલ્લાહનો સંદેશ સંભળાવ્યો હતો. આ ખાનએ કા'બા છે, જ્યાંથી આપ ﷺ એ તૌહીદ (એકેશ્વરવાદ)નો અવાજ બુલંદ કર્યો હતો, અને અલ્લાહના આ ઘરને મૂર્તિપૂજાથી પવિત્ર કર્યું હતું. આ મસ્જિદે-હરામ છે, જ્યાંથી આપ ﷺ મેઅ્રાજ માટે તશરીફ લઈ ગયા હતા. આ મક્કાના રસતાઓ છે, જેના પર ચાલીને આપ ﷺ એ દીનનું આમંત્રણ અલ્લાહના બંદાઓ સુધી પહોંચાડ્યું હતું. આ જ રસ્તાઓ પર આપ ﷺ માટે કાંટાઓ બિછાવવામાં આવ્યા હતા, પરંતુ આપ ﷺ વિરોધીઓને દુઆઓ આપતા રહ્યા. ટૂંકમાં, આ બધી દાસ્તાન તમે મક્કાની દરો-દીવારથી સાંભળી રહ્યા હશો. જેના ઉપર જો તમે કાન લગાવો તો નબી અકરમ ﷺ ના ઉત્કટ પ્રેમ, દઢ વિશ્વાસ અને સમર્પણની ભાવના પોતાનામાં વહેતી અનુભવશો. દીનની દોલત આપણે આપ ﷺ ના માધ્યમથી જ મેળવી છે. દીનની સ્થાપના આપ ﷺ ના જ સંઘર્ષનું પરિણામ છે. જો આપણા જીવનમાં પવિત્રતા

આવેલ છે તો તે આપ ﷺ ના પવિત્ર જીવનનો અહેસાન અને તેનો સારો પ્રભાવ છે, અને જો 'ઈકામતે દીન'નો જોશ, ઉમંગ અને ઉત્સાહ આપણે આપણા અંદર જોઈએ છીએ તો તે આપ ﷺ ની મહાન કુરબાનીઓની અસર છે. તેથી આ પરમ્ ઉપકારક હસ્તી અને આ પવિત્ર વ્યક્તિત્વ આપણી નજરોમાં સૌથી વધારે પ્રિય હોવું જોઈએ. આપ ﷺ થી પ્રેમ જેટલો વધારે હશે, એટલું જ આપ ﷺ ના પદચિહ્નો પર ચાલવું આસાન હશે, કેમ કે સુન્નતનું અનુપાલન હુબ્બે-રસૂલ (રસૂલુલ્લાહ ﷺ થી ઉત્કટ પ્રેમ)નું ફળ અને તેમનો ઉપકાર છે.

એ જ રીતે જ્યારે તમે મદીનાની ઝ્યારત કરશો, તો તમે અનુભવશો કે તમે બઝ્મે-રસૂલ (રસૂલુલ્લાહ ﷺ ની મહેફિલ)માં પહોંચી ગયા છો.અને તમે પ્રેમ અને ઊંડી આસ્થાની તીવ્ર ભાવનાથી ઉત્સુક થઈને રહમતુલ-લિલ્-આલમીન (સમગ્ર સંસાર-જગત માટે કૃપા)ના હજૂરમાં હૃદયએ દરૂદ-વ-સલામ પ્રસ્તુત કરશો — اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ.

# હજ્જના સફરની મુશ્કેલીઓ

તમે મક્કાથી મિના અને મિનાથી અરફાત જાઓ છો, પછી અરફાતથી મુઝદલ્ફા અને મુઝદલ્ફાથી મિના આવો છો, જ્યાં અમુક દિવસો માટે રોકાણ કરવું પડે છે, આ આખો વિસ્તાર રણવાળો છે અને અહીંની આબોહવા સખત તકલીફદાયક હોય છે, પરંતુ અલ્લાહત્આલાએ આ પ્રદેશની પસંદગી કારણ વગર નથી કરી. અલ્લાહત્આલા સુધી પહોંચવાનો માર્ગ ખૂબ જ કઠીન છે, તે મુશ્કેલીઓમાં થઈને પસાર થાય છે. તેથી જો તમે અલ્લાહને પામવા માગો છો, તો મુશ્કેલીઓ સહન કરો, તકલીફો ઉઠાવો, ત્યાગ અને બલિદાનથી કામ લો. પરિસ્થિતિની પ્રતિકૂળતા ફરાઈઝ (અનિવાર્ય કર્તવ્યો) પૂરા કરવામાં અવરોધરૂપ ન બનવા પામે. પછી તમે જોશો કે ડગલે-ને-પગલે અલ્લાહત્આલા તમારી સહાયતા માટે મોજૂદ હશે. એ અલ્લાહ તમને આગળ વધીને હાથોહાથ લેશે, અને જ્યારે તમે તેના સામીપ્યમાં પહોંચી જશો, તો પોતાને સૌથી ઉચ્ચ અને સર્વશ્રેષ્ઠ સ્થળે જોશો. આ સ્થાન શાશ્વત રાહત અને શાંતિનું સ્થાન હશે.

# હજ્જની અસરો

સૂરઃ બકરહમાં હજ્જના આદેશો વર્ણવ્યા પછી અલ્લાહત્આલાએ મોમિનનું આ ચરિત્ર બતાવ્યું છે :

وَمِنَ النَّاسِ مَنْ يَّشْرِيْ نَفْسَهُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ ۭ وَاللّٰهُ
رَءُوْفٌۢ بِالْعِبَادِ ۝ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ادْخُلُوْا فِي السِّلْمِ كَاۗفَّةً ۠
وَّلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۭ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ۝

"કેટલાક લોકો એવા પણ હોય છે, જેઓ અલ્લાહની પ્રસન્નતાની તલબમાં પોતાના પ્રાણ ખપાવી દે છે અને અલ્લાહ આવા બંદાઓ પર ખૂબ મહેરબાન છે. હે ઈમાનવાળાઓ ! સંપૂર્ણપણે ઇસ્લામમાં દાખલ થઈ જાઓ અને શૈતાનના પદચિહ્નોનું અનુસરણ ન કરો કે તે તમારો ખુલ્લો શત્રુ છે." (સૂરઃ બકરહ, આ. ૨૦૭-૨૦૮)

આનાથી એ વાત સ્પષ્ટ થાય છે કે એક ઈમાનવાળો હજ્જની જે અસર કબૂલ કરે છે, તે એ છે કે તે પોતાનું જીવન અલ્લાહની પ્રસન્નતાની તલબમાં ન્યોછાવર કરી દે છે અને ઇસ્લામનું સંપૂર્ણપણે અનુસરણ કરે છે. જીવનના કોઈપણ ક્ષેત્રમાં પણ, ચાહે તેનો સંબંધ નૈતિકતાથી હોય, વેપાર અને વાણિજ્યથી હોય, સમાજ, સભ્યતા કે રાજકારણથી હોય, અલ્લાહના આદેશોની અવગણના નથી કરતો; બલ્કે તેનું સંપૂર્ણ જીવન ઇસ્લામી જીવન હોય છે અને તે આ દીનના પ્રચાર-પ્રસાર તથા તેની મદદ અને સહાયતા કરતાં તેને વ્યવહારમાં પ્રભુત્વશાળી બનાવવા માટે પ્રયત્નશીલ રહે છે, અને દરેક એવા વાણી અને વર્તનથી બચવાનો પ્રયાસ કરે છે, જે અલ્લાહને નારાજ અને શૈતાનને ખુશ કરનાર હોય છે.

અલ્લાહતઆલા આપણા-સૌને અલ્લાહની ખાતર જ જીવવા અને મરવાની પ્રેરણા આપે, આમીન.

